આ યંત્રને સોના, ચાંદી અથવા કાંસાની થાળીમાં અષ્ટગંધ વડે લખી તેને દર્શાગધૂપ દેવો. તે પછી એ થાળીનું દૂધથી પ્રક્ષાલન કરી-પીવાડીને તે દૂધ કોઈ પણ રોગી મનુષ્યને ભૂત પિશાચના વળગાડવાળાને અને વિવિધ પ્રકારના જ્વરવાળા મનુષ્યને અથવા ગર્ભવતી સ્ત્રીને પ્રસૂતિસમયે પાવાથી સંપૂર્ણ આરામ થવા ઉપરાંત સુખચેન ઉપજશે તેમાં જરા પણ શક નથી

યંત્રમાં રહેલું ગંભીર રહસ્ય—

આ યંત્રમાં ચાર ઊભી લીટીઓ અને ચાર આડી લીટીઓ વડે બે વક્ર-ચોકડીની લીટીઓ જે આંકો જોવામાં આવે છે તેની ગણના કરતાં તેમાં ૧૭૦ નો આંક સમાયેલો છે મતલબ કે કોઈ પ્રકારે ગણવાથી ૧૭૦ નો આંક આવીને ઊભો રહે છે એ આંક એકસો ને સીત્તેર તીર્થંકરોના સ્મરણરૂપે છે, તે આવી રીતે—પાંચ ભરતક્ષેત્રમાં રહેલા પાંચ તીર્થંકર, પાંચ ઐરવત ક્ષેત્રમાં રહેલા પાંચ તીર્થંકર અને પાંચ મહાવિદેહની ૧૬૦ એકસો સાઠ વિજય પૈકી દરેકમાં રહેલા એક તીર્થંકર ગણતાં વધારેમાં વધારે એક જ સમયે ૧૭૦ તીર્થંકરો હોય છે.

વળી આ યંત્રમાં હ ર હૂં હઃ એ ચાર બીજ અક્ષરો છે, તેનો ભાવાર્થ આ પ્રમાણે જાણવો—હ એ સૂર્યબીજ છે, ર એ દહનરૂપ અગ્નિબીજ છે હૂં એ આત્મરક્ષક કવચબીજ છે, હઃ એ દ્વિતીય સૂર્યબીજ યા સંપુટબીજ છે તેવી જ રીતે સ ર હું સઃ એ પણ ચાર બીજાક્ષરો છે તેનો ભાવાર્થ આ પ્રમાણે છે—સ એ ચંદ્રબીજ છે, ર એ તેજોદીપન અગ્નિબીજ છે, હું એ સર્વદુરિતનાશક શામકબીજ છે અને સઃ એ દ્વિતીય ચંદ્રબીજ યા સંપુટબીજ છે.

યંત્રની ચારે બાજુ આ પ્રમાણે સોળે દેવીઓનાં નામો આપેલા છે રોહિણી, પ્રજ્ઞપ્તિ, વજ્રશૃંખલા, વજ્રાંકુશી, ચક્રેશ્વરી, નરદત્તા, કાળી, મહાકાળી, ગૌરી, ગાંધારી, મહાજ્વાલા, માનવી, વૈરૂટ્યા, અચ્છુપ્તા, માનસી, મહામાનસી–એ સોળે વિદ્યાદેવીઓના નામો છે

## વીસાયંત્ર




મજકુર વીસાયંત્ર પુષ્યાર્ક (પુષ્ય નક્ષત્ર ને રવિવાર)ના દિવસે ચંદ્રસ્વરમા અષ્ટગંધથી ભોજપત્ર પર લખવો એક અંકથી ચઢતે કોઠે આંક લખવા શરૂ કરવા આ વીસાયંત્રને છ બાજુથી ગણતા વીસની સંખ્યા આવે છે જેથી આ યંત્ર શાસ્ત્રોક્ત છે

આ યંત્ર વિધિસહિત લખીને પાસે રાખવાથી ઋદ્ધિવૃદ્ધિ અને પ્રભાવદર્શક છે

# पदरियो यन्त्र

| | | |
|---|---|---|
| ૮ | ૧ | ૬ |
| ૩ | ૫ | ૭ |
| ૪ | ૯ | ૨ |

વીસાયંત્રમાં લખ્યા મુજબ આ યંત્રની વિધિ સમજવી. આ યંત્ર પાસે રાખવાથી ઋદ્ધિવૃદ્ધિ પ્રભાવકારક છે

## તીવ્ર દરિદ્રતાનાશક અંગુઠી

ताम्रतारसुवर्णानामर्कषोडशपासेन्द्रभिः ।
कृत्वा त्रिशक्ति मुद्रेयं, तीव्रदारिद्र्यनाशिनी ॥

વિધિ–રવિવારે કે ગુરુવારે પુષ્ય નક્ષત્રમાં, તાંબુ ૧૨ ભાગ, રૂપુ ૧૬ ભાગ, સોનુ ૧૦ ભાગ લઈ અલગ અલગ તારને એકત્ર કરી, વીંટી બનાવીને જમણા અંગુઠાની બાજુની આંગળીએ પહેરવાથી તીવ્ર દારિદ્ર દૂર થાય છે

## ગ્રહશાન્તિનો જાપ—

મનુષ્ય માત્રને એક પછી એક નવ ગ્રહ સારા કે માઠા આવ્યા જ કરે છે એવા સમયમાં ઘણી વાર મનુષ્યો ગભરાઈ હતાશ થઈ જાય છે, પણ મનુષ્ય જેવા સમર્થ પ્રાણીએ એમાં નિરાશ થવાનું કંઈ જ કારણ નથી; કારણ કે આપણા પરી

પકારી આચાર્યો અને પ્રતાપી પુરુષો એ ગ્રહોને શાંત કરવાના અનેક ઉપાય આપણને સ્પષ્ટ રીતે બતાવતા ગયા છે. જેમ રોગની સાથે તેનુ ઓષધ પણ તૈયાર જ હોય છે, તેવી રીતે ગ્રહોના ઉપદ્રવને ટાળવા તેના ઉપાયો પણ હાજર જ હોય છે માત્ર અજ્ઞાનતાને લીધે માણસ દર્દથી રીબાય તેમ ઘણા અજ્ઞાન પ્રાણીઓ પોતાની જ અજ્ઞાનતાને લીધે ગ્રહશાતિના ઉપાયોથી વિમુખ રહે છે અને અફસોસમાં દિવસો ગુજારે છે. અમે આ સ્થળે ગ્રહશાન્તિના રામબાણ જેવા અસરકારક, નિર્દોષ અને શાસ્ત્રસમત ઉપાયો બતાવીએ છીએ—

## સૂર્યની દશાનો જાપ

રાતા વસ્ત્રો તથા રાતી નવકારવાળી ધારણ કરી, પૂર્વ તથા ઉત્તર દિશા તરફ બેસી સવારમા સૂર્યની દશા હોય ત્યાં સુધી—

**ૐ ह्रीँ पद्मप्रभ ! नमस्तुभ्यम् मम शान्तिः शान्तिः**

એ મત્રનો પાઠ કરતા જવુ અને નવકારવાળીનો એક એક મણકો મૂકતા જેવું એવી રીતે રોજ એક નવકારવાળી ફેરવવી

## ચદ્રની દશાનો જાપ

ધોળા વસ્ત્ર તથા ધોળી નવકારવાળી ધારણ કરી ઉપર કહી તે જ વિધિ પ્રમાણે—

**ૐ ह्रीँ चंद्रप्रभ ! नमस्तुभ्यम् मम शान्तिः शान्तिः**

એ મત્ર નવકારવાળીના મણકે મણકે જપવો

## મંગળની દશાનો જાપ

રાતા વસ્ત્ર તથા રાતી નવકારવાળી ધારણ કરી ઉપર દર્શાવેલી વિધિ પ્રમાણે—

**ૐ ह्रीँ वासुपूज्यप्रभो ! नमस्तुभ्यम् मम शान्तिः शान्तिः**

એ પ્રમાણે મત્ર જપતાં નવકારવાળી ફેરવવી

## બુધની દશાનો જાપ

પીળા વસ્ત્ર તથા પીળી નવકારવાળી ધારણ કરી ઉપર્યુક્ત વિધિ અનુસારે—

ॐ ह्रीँ शान्तिनाथप्रभो ! नमस्तुभ्यम् मम शान्तिः शान्तिः
એ પ્રમાણે મંત્ર જપતા જપતા નવકારવાળી ફેરવતા જવું

### ગુરૂની દશાનો જાપ

પીળાં વસ્ત્ર તથા નવકારવાળી ધારણ કરી ઉપર્યુક્ત વિધિ પ્રમાણે જ—

ॐ ह्रीँ ऋषभदेवप्रभो ! नमस्तुभ्यम् मम शान्तिः शान्तिः
એ પ્રમાણે મંત્ર ભણી નવકારવાળી ફેરવતાં જવું

### શુક્રની દશાનો જાપ

પીળા વસ્ત્ર તથા પીળી નવકારવાળી ધારણ કરી ઉપર્યુક્ત વિધિ અનુસાર—

ॐ ह्रीँ सुविधिनाथप्रभो ! नमस्तुभ्यम् मम शान्तिः शान्तिः
એ પ્રમાણે મંત્ર ભણતાં નવકારવાળીના મણકા મૂકતા જવું

### શનિની દશાનો જાપ

પીળાં વસ્ત્ર તથા કાળી નવકારવાળી ધારણ કરી ઉપરની વિધિ પ્રમાણે જ—

ॐ ह्रीँ मुनिसुव्रतप्रभो ! नमस्तुभ्यम् मम शान्तिः शान्तिः
એ પ્રમાણે મંત્ર ભણતાં નવકારવાળી ફેરવવી.

### રાહુની દશાનો જાપ

પીળાં વસ્ત્ર તથા નવકારવાળી ધારણ કરી ઉપર કહેલી વિધિ પ્રમાણે—

ॐ ह्रीँ नेमिनाथप्रभो ! नमस्तुभ्यम् मम शान्तिः शान्तिः
એ પ્રમાણે મંત્ર ભણતાં નવકારવાળી ફેરવવી.

### કેતુની દશાનો જાપ

લીલાં વસ્ત્ર તથા લીલી નવકારવાળી લઈ ઉપર્યુક્ત વિધિ પ્રમાણે-

ॐ ह्रीँ पार्श्वनाथप्रभो ! नमस्तुभ्यम् मम शान्तिः शान्तिः
એ પ્રમાણે મંત્ર જપતા નવકારવાળી ફેરવવી.

---